ભેદ ફુટ્યો છે, એમ મનમાં નિશ્ચય થતાં, સામા થવામાં સાર નથી, દુશ્મ્નાઇથી ફાવીશું નહી, સ્ત્રીનાં વચન યાદ આવ્યાં. શું એમજ થવાનું ! આ બધુ સ્થિર નથી તો શા માટે મહેનત કરવી! બસ સારોજ રસ્તો પકડવો. આ મારા મીત્ર થવા તૈયાર થાય છે, એ બધાની લાગવગ પુષ્કળ છે, માટે એમની વૃતિને અનુસરવામાં જ લાભ છે એ વિચાર કરી બોલ્યો "તમે જે કહો છો તે મારા હીતને વાસ્તે કહો છો; બોલો તમારા કહેવા પ્રમાણે ચાલવા તૈયાર છું."

"ઠીક ત્યારે જુવો પહેલું તો તમે એજ કે રજવાડો જ્યાં હજારો કુકર્મ થાય છે તેની નોકરી તજીદ્યો અને આ ભાષ્કર રાવનો હક આવે છે તે જગ્યા મારા પીતાને કહી તમને અપાવું. પગાર રૂ. ૨૫૦) નો છે અને વળી ઇંગ્રેજી રાજ્યની પેનશનરી નોકરી માટે આ લાગ ભુલતો નહી. ભાષ્કર રાવને વકીલાતમાં ઠીક તડાકો પડે છે એટલે પછી એમને નોકરી કરવાની મરજી નથી."

મારી એ.ડે અંગે મરજી છે. અપાવો હુકમ અને હું નવી જીંદગી શરૂ કરીશ પછી તમારે કહેવાપણું નહી રહે. તમારી મીત્રતાથી મને લાભ થયો વળી તમારી દોસ્તી હું જીવતાં સુધી છોડનાર નથી. બસ તમારો હું આભારી થયો છું."

"તો ચાલો આજે બધાયને અહી જમવાનું છે. દુર્જનલાલ ભાઇ, ભિ પણ અહી આવ્યાં હશે એટલે આપણે બધાંય સાંજે બાગમાં ને આ દીવસ તમારા મારા અને બધાયના આવ્યા તે એમના પ્રતાપ ..ટ એમનો ઉપકાર માનીશું. ચંદનભાભિને માટે જે ન કરૂં તે ઓછું એમના વડે હું જીવવાળો થયો છ. આજે જે હર્ષ મારા મનમાં થાય છે તેવો કોઇ દીવસ થયો નહોતો. મારા પ્યારા મીત્રો હવે આજથી આપણી મીત્રાઇમાં દુર્જનલાલને પણ દાખલ કર્યા બધાયને આવું સુખ મળો."

સૌ સાથે Amen.

"વાંચનાર, પથ્થરપર પાણી કરીશ નહી. વાંચી સાર ગ્રહણ કરજે સ્ત્રીપર એકદમ ક્રોધે ભરાઇશ નહી. નમીને કામ લેજે, વેહેમ રાખીશ નહી, અંતઃકરણ ચોખ્ખું રાખજે. દગો કરીશ નહી. પરસ્ત્રીનુ સેવન ન કરતો. એકાંત ખોળીશ નહી, નીતિને માર્ગે ચાલજે અને વિપદમાં ધૈર્ય છોડીશ નહી. ધર્મીક થજે. પ્રભુ આ દ્દઢ વિશ્વાસ રાખજે. વિદ્યા ભણી જીંદગીનું સાર્થક કરજે એજ—ઈશ્વર સર્વનું ભલુ કરો." તથાસ્તુ.

---